# દી. બ. ઝવેરીનો અભિપ્રાય.

'ખડખાર' જોઇ જતાં ભાગ્યેજ એમ લાગે કે એ કૃતિ કોઇ પારસી ભાઇની કલમથી લખાએલી છે. હિંદુ રીત રિવાજ ને વિચારણામાં ઓતપ્રોત થએલા કોઇ હિંદુ ભાઇની કૃતિ હોય એમ લાગે છે.

સઘળા રસનો તમારો અભ્યાસ પણ ઘણો સારો છે તે આ સંગ્રહમાં આપેલી વાનગીઓપરથી દેખાય છે. 'અતિથિ' શાન્ત રસની, 'સજળ નયને–' હાસ્ય રસની, 'યુગપ્રવર્તક તપસ્વીને' વીર રસની, 'વિવેચકમાં તકરાર' કટાક્ષની 'આંખની પાંપણ થાજે' શૃંગાર રસની, 'સમસ્યા' અદ્દભુત રસની અને 'મોરાર લીજ્જી!' કરુણરસની આછી પાતળી વાનગીઓ છે.

આ કાવ્યોની કલ્પના તથા ભાષા સુંદર, આકર્ષક અને વેધક છે. છંદ શુદ્ધમાં કેટલે દરજ્જે સફળતા મળી છે તે તો કાવ્ય રચનાની જેને આવડત હોય તે કહી શકે, પરંતુ પંક્તિઓ કોઇ પણ જગાએ થડકાતી નથી એટલું તો કહી શકાય.

તમારો પ્રયાસ ફળીભૂત થયો છે, બાકી સંપૂર્ણતા તો કોઇનેજ પ્રાપ્ત થતી નથી.

—કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

*
**

# પડથાર

મીનુ દેસાઈ

પડથારે પડથારે દેવો!
મંદિરને પડથારે
તારા અંતરને પડથારે
તારા જીવનને પડથારે
દેવો! પડથારે પડથાર

વિ. સં. ૧૯૯૯ ઈ. સ. ૧૯૪૩

# અર્પણ



જેનાં તેજસ્વી હાસ્યમાં હાસ્ય એટલે શું તેની પ્રતીતિ થઈ

જેનાં બેદરકાર હૃદય–ઔદાર્યથી સ્નેહની અવિચલ ચિનગારી જન્મ પામી

જેની અહર્નિશ પ્રીતિમાં જીંદગીની અનેક સુવર્ણ સાંજો વિતાવી

તે

સ્વ. ભાઈ રુસ્તમને !

## સ્વ. ભાઇને!

[ ઢાળ: રૂપલા રાતલડીમાં ઊઘડે ઉરનાં બારણાં ]

ચોવીસ વર્ષો ના હજી વિતાવિયાં, હો ભાઈ!
સ્નેહી રડાવિયાં, હો ભાઈ!
જુવાની ચડે ઝોલે ત્યાં તમે ચાલિયા, હો ભાઈ!
સ્વર્ગે સિધાવિયા, હો ભાઈ!

·સાખી·

તમ સંગે રાચી સદા કીધો મેં તલસાટ;
આજે તો દૂરદૂર વસ્યા સૂરગંગાને ઘાટ.

ઝળહળ રવિ જ્યોતિ શા ઘર અજવાળતા, હો ભાઈ!
સ્મિત વહાવતા, હો ભાઈ!
ગયો બુઝાઈ દીપક દિલ બાળતાં, હો ભાઈ!
સ્મરણાં સાલતાં, હો ભાઈ!

·સાખી·

ગરીબનાં દુઃખો મહીં છુપો દેતો સાથ;
અશ્રુ તેમનાં ઉલેચતો આપી તારો હાથ.

દીનદયાળ તમ સંગ આજે સ્નેહી શોધતા, હો ભાઈ!
અંતર રોધતા, હો ભાઈ!
ઉરની અનેકવિધ સૌ આશ તૂટી ગઈ, હો ભાઈ!
અભિલાષ ફૂટી ગઈ, હો ભાઈ!

· સાખી ·

જનસેવાનો સૌ બધો લાદચો હૈયે ભાર;
ઓચિંતો તૂટી ગયો ઉર દિલરૂબા તાર.

નિષ્ઠુર જમને લાગી વાર ન તુજ પર આવતાં, હો ભાઈ!
મૃત્યુ લાવતાં, હો ભાઈ!
સુરધામે સાચે પહોંચ્યા દુઃખને ડામતાં, હો ભાઈ!
રડાવી સામટાં, હો ભાઈ!

· સાખી ·

માતપિતાનાં સુખનો તૂટ્યો આશા તાર;
ને આંહીં રડવું રહ્યું દુઃખનાં પારાવાર.

પત્નીનું સૌભાગ્ય ખંડિત થઈ ગયું, હો ભાઈ!
વૈધવ્ય રહી ગયું, હો ભાઈ!
સ્મૃતિ શેષ નામ રહેશે ઉર સંહારતું, હો ભાઈ!
સેવા સંચારતું, હો ભાઈ!

· સાખી ·

હૈયાંનાં તારો બધા કાઢે ઘેરો નાદ;
શોક છવાયા આંગણે આપે છે તમ યાદ.

ચોવીસ વર્ષો ના હજી તેં વિતાવિયાં, હો ભાઈ!
સ્નેહી રડાવિયાં, હો ભાઈ!

# શ્રેણિ


| ક્રમાંક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | અર્પણ કાવ્ય | ૭ |
| ૨ | પ્રસ્તાવના | ૧૧ |
| ૩ | અંગુલિનિર્દેશ | ૧૫ |
| ૪ | અતિથિ | ૧૯ |
| ૫ | સજળ નયને– | ૨૦ |
| ૬ | યુગપ્રવર્તક તપસ્વીને ! | ૨૧ |
| ૭ | વિવેચકમાં તકરાર | ૨૩ |
| ૮ | આંખની પાંપણ થાજે | ૨૫ |
| ૯ | સમસ્યા | ૨૬ |
| ૧૦ | મોરાર લીમ્જી ! | ૨૭ |
| ૧૧ | માહિતી | ૩૩ |

Thy infinite gifts come to me only on
these very small hands of mine.
Ages pass, and still thou pourest,
and still there is room to fill.

– *Tagore.*

૨૪૩૪

# પ્રવેશક

'પડથાર'ના લેખક એક નવયુવક પારસી કવિ છે. છેલ્લાં થોડાંક વરસથી તેમની કૃતિઓ આપણાં પત્રોમાં અવારનવાર ચમકતી દેખાઈ છે. આજે એ ગણ્યાંગાંઠ્યાં કાવ્યો—કેવળ સાત અને અર્પણ કાવ્ય સાથે ગણીએ તો આઠ—લઈને ગિરા ગુર્જરીની આરાધના કરવા માટે આગળ આવે છે. એમની અર્ચનસામગ્રી ઝાઝી નથી, તો સાથે એમનામાં ખોટું આત્મભાન પણ નથી. મહાન કવિવરોથી સેવાતી આવેલી આપણી માતૃભાષાના મનભર મંદિરના ઠેઠ અંતર્ભાગમાં—ગભારામાં પોતે પહોંચી ગયા છે એમ માની લેવા એ પ્રવૃત્ત થયેલ નથી, પરંતુ તે કરુણામયી દેવીના મંગલાયતનની સોપાનમાલા આગળ ઊભા રહેવામાં પણ પોતાને કૃતકૃત્ય લેખવા એ ઉત્સુક છે. ભાઈ મીનુ દેસાઈ પોતાને કાવ્યદેવીના એક વત્સ ગણાવવામાં રાજી છે એવું એમના આ લઘુસંગ્રહના નામ—'પડથાર'—ઉપરથી હું સમજું છું. આપણે હૃદયપૂર્વક આશા રાખીએ કે આજે જે વત્સ માતાના મંદિરની પગથાર આગળ ભાંખોડિયાં ભરે છે તે પોતાના સતત કાવ્યપરિશીલનથી અને સરસ્વતીની કૃપાથી તેના ખોળામાં જઈ જરૂર વિરાજે અને એના પૂર્ણ વાત્સલ્યને પામે.

ભાઈ મીનુ દેસાઈ પારસી છે એ મેં હમણાં જ કહ્યું. એમની ભાષા અને કાવ્યરચનાની હથોટી જોઈને, નહિ તો, એ સમજાવું મુશ્કેલ છે. અત્યારના કોઈ પણ નવતર કવિની અદાથી ભાઈ મીનુ દેસાઈની કલમ પણ ચાલે છે, સુઘડ અને સંસ્કારી, પ્રયોગશીલ

અને ભાવભરી. ભાઈ મીનુની કવિતાને એક પારસી યુવકની એ કૃતિ છે એ રીતે રજૂ કરવાની મને ઇચ્છા નથી, એવી જરૂર પણ નથી. પારસી કવિઓ હમેશાં પ્રથમ ગુજરાતી અને પછી જ પારસી હોય છે, પણ આ પ્રસંગે પારસી જનતા પાસેથી આવા આશાભર્યા સંસ્કારસેવીઓ ગુજરાતને વધુ સંખ્યામાં મળતા રહે એવી અભિલાષા પ્રગટ કર્યા વગર રહી શકાતું નથી. ગયા એ જમાનાઓમાં પારસીઓએ બે મોટા કવિઓ આપ્યા છે. એક તો 'અર્પી દઉં સો જન્મ એવડું મા તુજ લ્હેણું' એ ઊર્મિઉછળતું ગીત ગુજરાતને કંઠે અર્પનાર કવિ મલબારી અને બીજો તે 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી–જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી–ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત,' એ બુલંદ શ્રદ્ધાનો અવાજ ગુજરાતના કાને પહોંચાડનાર કવિશ્રી ખબરદાર. પારસીઓએ દેશના જીવનનાં અનેક ક્ષેત્રોમાં ઉત્તમ પ્રકારની સેવાઓ અર્પી છે. પણ પારસીઓ-માંથી આપણને જેમ રાજકારણમાં સ્વરાજમંત્ર આપનાર હિન્દના દાદા દાદાભાઈ મળ્યા, ઉદ્યોગપ્રવૃત્તિમાં ભાવિ હિંદની ભવ્ય ઇમારતનો પાયો નાખનાર દૂરદર્શી ઉદ્યોગવીર જમશેદજી તાતા મળ્યા, તેમ આખા દેશના સાહિત્યકલાનાં ક્ષેત્રમાં ભાગ મૂકાવે એવા મહાન સાહિત્યસર્જકો અને કલાકારો પણ એ મહાન કોમ પાસે માગવાનો આપણને હક્ક છે. અને ફિરદોસી તૂસી ને સાદી, ખય્યામ અત્તર ને હાફિઝના તરજુમા માટે આપણે વળી ફાંફાં મારવાનાં હોય ખરાં? બનવાજોગ છે કે પ્રમાણમાં આગળ પડતી કોમ હોઈ, તેના બૌદ્ધિક જીવનમાં અંગ્રેજીનું વર્ચસ્વ કાંઈક વધારે છે અને બુદ્ધિશાળી વર્ગમાંથી જેઓ સાહિત્ય આદિ તરફ આકર્ષાય છે તેઓ અંગ્રેજીને વાહન તરીકે વાપરવા લલચાય છે. મલબારી અને ખબરદારે અંગ્રેજીને પણ વાહન તરીકે સ્વીકારેલ એ હકીકત સૂચક છે. કેવળ અંગ્રેજી

દ્વારા કવન રેલાવનાર વર્ગ પારસીમાં સારો એવો નીકળે. ગઈ પેઢીમાં વકીલ અને નવીમાં શેઠના ('અમલ') કાંઈક સિદ્ધિ પણ મેળવી શક્યા છે. પારસી પ્રતિભા એકવાર જે વસ્તુ હાથમાં લે તેને એ જે આસ્થા, ખંત, ઉદ્યમ અને બુધ્ધિમત્તાથી પાર પાડવા ટેવાયલી છે તે જોતાં તો ગુજરાતીને સાહિત્યકલાનાં અપૂર્વ સર્જનોથી માનભર કરવાની એનામાં અખૂટ શકયતાઓ છે. અંગ્રેજીનો મહિમા જરીક ઓસરે અને માતૃભાષા તરફ જીવ ઢળે એવા સંજોગો ઉપસ્થિત થતાં એ શકયતાઓ સિધ્ધિરૂપે જરૂર પ્રતીત થશે. દરમ્યાન ક્ષિતિજ ઉપર ભાઈ મીનુ દેસાઇ જેવાઓના ઉગમથી એવી આગાહી મળતી રહે છે.

કવિઓ કાવ્યસંગ્રહ સાથે બહાર આવે છે ત્યારે કોઈ સૉનેટ તો કોઈ ખંડકાવ્યો લઈને, કોઈ ભજનો તો કોઇ રાસ લઇને અને ઘણા તો પરચુરણ રચનાઓનો જ ખૂમચો ભરીને આવે છે. આ કવિએ નવો જ નુસખો વિચાર્યો લાગે છે. તે કહે છે કે તેમનો આશય નવરસમાંથી પ્રત્યેક રસનું એકેક કાવ્ય રજૂ કરવાનો હતો. પણ ભયાનક, બીભત્સ અને રૌદ્ર રસને, કોણ જાણે કેમ, પણ તેમણે તિલાંજલિ આપી છે. અત્યારે દુનિયામાં ભયાનક અને રૌદ્ર રસની તો રેલમછેલ ચાલી રહી છે અને બીભત્સ પણ તેમની પછવાડે જ ડોકિયાં કરી રહ્યા છે. એટલે એ રસોથી આપણને લેખકે બચાવ્યા તે સારૂં જ કર્યું છે. હાસ્યની એમણે બે કૃતિઓ, એક 'સજળ નયને' અને બીજી કટાક્ષની 'વિવેચકમાં તકરાર' આપેલ છે. એમ સંગ્રહનાં સાત કાવ્યો તે છ રસને વ્યકત કરવા યોજાયેલાં છે. અર્પણકૃતિ, અલબત્ત, કરુણની વ્યંજક છે, અને તે જ રસ છેલ્લા કાવ્યમાં અભિપ્રેત હોઈ, કુલ આઠ કાવ્યો છ રસને ઉદ્દેશીને પ્રસર્યાં છે.

રસ શું છે, એના નવ પ્રકાર કયાકયા અને શા કારણે, તેમનો પરસ્પર સંબંધ શો, રસાનુભવનો પ્રસંગ કયારે. રસાનુભવનું સ્વરૂપ શું, રસાસ્વાદ આડેનાં વિઘ્નો કયાં, રસાભાસ કોને કહેવાય, રસાસ્વાદની બ્રહ્માસ્વાદસહોદર ગણાવાની પાત્રતા શા આધારે,—આ બધા પ્રશ્નો રસ શબ્દ બોલતાંની સાથે ઉપસ્થિત થવાના. પણ એ ગહન પ્રશ્નોનું અત્રે તો કેવળ સ્મરણ કરીનેજ સંતોષ માનવો રહે છે. એટલું કહેવું બસ થશે કે પ્રાચીન આચાર્યોની આખી યે રસમીમાંસા ભરતના 'વિભાવ અનુભાવ અને સંચારી ભાવના સંયોગથી રસનિષ્પત્તિ'–એ સૂત્રને અવલંબીને થયેલી છે. અને શરૂઆતમાં રસ કેવળ નાટ્યમાંજ સંભવે એવો ખ્યાલ દેખાતો, પણ પાછળથી મમ્મટ જેવા આચાર્યમાં રસ તે નાટક અને કાવ્ય બંનેમાં સ્ફુરાયમાણ થતા તત્ત્વ તરીકે સ્વીકારાયો. અને પછી તો દા. ત. અમરુ કવિના ચાર ચાર લીટીના એકેક શ્લોકમાં પણ રસનિષ્પત્તિ કેમ થાય છે તે વીગતવાર બતાવવામાં આવ્યું છે. અર્થાત્, ટૂંકી કાવ્યકૃતિઓમાં પણ પ્રાચીન રસમીમાંસકોએ રસનિષ્પત્તિની શકયતા સ્વીકારી છે. આપણા કવિની આ લઘુ કાવ્યકૃતિઓમાંથી પ્રત્યેકની રસસામગ્રી તપાસવાનો અને રસનિષ્પત્તિની શકયતા વિચારવાનો પ્રયત્ન કદાચ બહુ દીર્ઘસૂત્રી થઈ પડે. અને છેવટે રસનિષ્પત્તિ અંગે પ્રમાણ તો સહૃદય(connoisseur)નું હૃદય જ ગણાય છે એટલે સહૃદયો ઉપર એ વાત છોડવી છેક અયોગ્ય નહિ લેખાય.

થોડીક વીગતો, તેમ છતાં, જોવા પ્રયત્ન કરીશું. લેખકે રસમીમાંસાના પૂરા અભિનિવેશથી પોતાની કૃતિઓનો ક્રમ ગોઠવ્યો હશે એમ સૂચવવાનો આશય નથી. પણ એ ગોઠવણ રસવિચારને કાંઈક અનુરૂપ છે. પ્રથમ કૃતિ ભક્તિવિષયક–અને તેથી શાન્તરસની–

મંગલાચરણરૂપે મૂકાઈ છે. રસો જ્યારે નાટકના જ ગણાતા ત્યારે તેની સંખ્યા આઠની જ હતી. શાન્તનું નાટક ન હોઈ શકે તેથી, શાન્તની રસમાં ગણના ન થતી. તત્ત્વદૃષ્ટિએ કોઈપણ રસનો અનુભવ તે પરિણામે ભાવકને શાન્તાનુભવનો જ સ્પર્શ કરાવે છે. અને શાન્ત જેમ રસનિષ્પત્તિને છેડે છે તેમ આરંભમાં પણ છે જ. માનવ હૃદયના સ્થાયી ભાવો ભાવ મટીને રસમાં પર્યવસાન પામ્યા તે સાથે જ તે કાંઈ ને કાંઈ શાન્તતા પામી ચૂક્યા જ સમજવા. આમ શાન્તને રસ તરીકે ગણવા માંડ્યો, તો પછી તેનું અગ્રસ્થાન પણ સ્વીકાર્યા વગર છૂટકો નથી.

હાસ્યની બે કૃતિ છે. 'સજળ નયને' ના હાસ્યની ચોટ કદાચ ચૂકાઈ જવાનો ભય છે. તેમ છતાં તેમાંની

ભલેને ધિક્કારે જગત, દૃઢ પંથે વિચરશું.

જેવી રોનકદાર પંક્તિ શાન્તનો બોધ કરાવ્યા વિના નહિ જ રહે. તે પછી જે

કલમ લઇ છાતીશી ચાંપી જીવન જીવ્યો વીર,

તે 'યુગપ્રવર્તક તપસ્વી'–નર્મદનું ભાવનાભર્યું ચિત્ર છે. તે કૃતિ વીરરસની અંજલિ છે. લેખકે આપણા સાહિત્યમાંથી જ વીર અને હાસ્ય ('વિવેચકોમાં તકરાર') નાં ઉપાદાન છીપંડયાં છે એ જરી સૂચક છે. જેમ કોઈ વિવેચકો એમ માનવા લલચાય કે એમની પાસેથી માન્યતા મેળવવા કવિઓને અભખરો હોય છે, તેમ કોઈ કવિઓ પણ જો તર્ક કરે કે આ વિવેચકો પણ પોતે માન્યતાના ઓછા ભૂખ્યા નથી તો તે સ્વાભાવિક છે. એવા તર્કને પરિણામે આપણા મુખ્ય મુખ્ય વિવેચકોમાં પડેલી તકરારનો આ ઠાવકો કટાક્ષભર્યો 'આછેરો ચિતાર' આપણને મળે છે. આવી જ

કવિઓમાં તકરાર શ્રી મનુ. હ. દવેએ ગાઈ છે. બંને ત્રીજી ચોપડીના 'પશુમાં પડી એક તકરાર'નાં અનુસર્જનો છે. માણસ કવિ હો કે વિવેચક હો, પશુતા એનો પીછો પકડયા વગર ઓછી જ રહેવાની છે!—એવું સૂચન તો આ નવકવિઓ કરવા માગતા નહિ હોય?

વચ્ચે લેખકે એક મુલાયમ મનોભાવનું સુમધુર ગીત—'આંખની પાંપણ થાજે'—આપ્યું છે. પ્રિયતમાને 'આંખ થજે' એમ કહ્યું નથી એ ધ્યાનમાં લેવાનું છે. કેમકે આંખને તો બધું દેખવું પડે, અને જે દેખે તે દાઝે. દેખવાનું અને દાઝવાનું વસમું કામ તો પોતે કરશે, પરંતુ તે એવી આશાએ કે એ સૌ દઝાપાને ભૂલાવવા, થાકેલી આંખ ઉપર માર્દવભર્યા પોપચાની પેઠે અમીનિર્ઝરતી પ્રિયતમા હાજર હશે જ.

સૌ રસોમાં આકર્ષક એવા શૃંગારની લહરી પછી અદ્‌ભુતનું 'સમસ્યા' અને કરુણનું 'મોરાર લીમ્જી (લીંબજી કે લીમજી?)' રજૂ થયેલ છે. પ્રાચીનાચાર્યોમાં રસાનુભવની પ્રક્રિયા આ બે--અદ્‌ભુત અને કરુણ-રસોની મદદથી નિરૂપાઈ છે. એક પક્ષ કહે છે કે રસ તો અદ્‌ભુત, કેમકે તેના આસ્વાદથી થાય છે તેમ સર્વરસોના આસ્વાદથી ચેતોવિસ્તાર-ચિત્તનું વિકસન થાય છે. બીજો પક્ષ (મહાકવિ ભવભૂતિ આદિ પેઠે) જે કરુણને જ એક રસ ગણે છે, તે કરુણના અનુભવથી ચિત્તવિદ્રુતિ-ચિત્તદ્રવ થાય છે તેવું જ રસમાત્રના અનુભવથી પણ થતું કલ્પે છે.

આપણા કવિએ સદ્‌ગત સાક્ષરકવિ નરસિંહરાવનું જીવનસૂત્ર અપનાવ્યું છે કે 'આ વાદ્યને કરુણગાન વિશેષ ભાવે.' કાવ્યો જોતાં એમનો ઢોળાવ તે તરફ જરૂર વિશેષ લાગે છે. 'મોરાર

લીમ્જી' એ કરુણકોમળ વાસ્તવચિત્ર છે. 'જૉન સા'બ' ને સંભારી સંભારી રડતો, એવી ઉડાઉ દિલબરીની ઠેકડી કરનાર માનવટોળાને મન ભલે 'પાગલ' ગણાતો પણ માનવતાનું ઊંડું ડહાપણ-પ્રેમ-પોતાના હૃદયમાં સંઘરી રાખનારો, મોરાર ડોસો મનુષ્ય જીવનમાં જે અચૂક કરુણની ઝલક છે તે તરફ આપણને અભિમુખ કરે છે. લેખકે વચ્ચે 'એમેરીનાં વાક્ય સુણી રડે છે?' એ પ્રશ્નનું કપરૂં હાસ્ય સ્ફુરાવીને કરુણને જાણે કે એક વધુ વળ ચડાવ્યો છે.

અર્પણકાવ્ય વિષે કાંઈ કહેવાનું ન હોય. એની કરુણતા સ્પષ્ટ જ છે. આ સંગ્રહની 'અતિથિ', 'આંખની પાંપણ થાજે' અને 'મોરાર લીમ્જી' જેવી કૃતિઓની સાથે આ કાવ્ય પણ લેખકની ઋજુ કરુણ ભાવમયતાનું દ્યોતક છે. સ્વજનના મૃત્યુ સામે પણ એનું હૃદય શ્રદ્ધા ગુમાવી નથી બેઠું. એ એક સુંદર મુકતકમાં પ્રભુની શાશ્વત કરુણાનો હૂબહૂ ચિતાર રજૂ કરે છે :

ગરીબનાં દુઃખો મહીં, છૂપો દેતો સાથ,  
અશ્રુ તેમનાં ઉલેચતો, આપી તારો હાથ.

લેખકનો આશય ઘણો મોટો છે અને તે હાજર થાય છે પ્રારંભકાળની અને વળી ગણતર કૃતિઓથી. એટલે આ કૃતિઓમાંજ તેમના આશયને ફલિત થયેલો જોવાની અધીરાઈ આપણે ન બતાવીએ. આજે તો એ ભવિષ્યમાં પોતાના ઉચ્ચ આશયને પહોંચે એવી આપણે શુભાશા વ્યકત કરીએ. અને ભાવિ સફળતાનું આ 'પડથાર' ની વિવિધ રચનાઓમાંથી સૂચન મેળવી રાજી થઈએ. પૃ. ૨૧ ઉપર 'ભોમ' સાથે 'લોમ' (-કેશ) પ્રાસ માટે દાખલ કર્યો છે અને પૃ. ૨૯ ને છેડે 'પ્રસિદ્ધ ડૉ. જૉન્સનને સ્મરાવતો' માં 'ડૉ.' નો આખે ઉચ્ચાર 'ડૉકટર' કરવાનો અવકાશ નથી-એવી

સહેજ ખટકે એવી વીગતોથી લેખકનો કલમ ભવિષ્યમાં સમાલીને ચાલશે જ એવી એની હથોટી જોતાં સહેજ પણ શંકા નથી.

બાકી એકંદરે છંદઃશુદ્ધિ અને ભાષાશુદ્ધિ આ પારસી જુવાન કવિને સુલભ છે. નવતર કવિતાની લઢણોની એને ફાવટ હોવાં છતાં તેની સંકુલતા કે દુર્બોધતાથી દૂર રહેવા એ પ્રયત્નશીલ છે. એની શૈલી એની રચના સરલતાનાં પક્ષપાતી છે. કૌશલની પરાકાષ્ઠા રૂપ જે સરલતા છે તે સૌ કોઈ કલાકારની પ્રીતિપાત્ર બનો.

આનંદની વાત તો એ છે કે નવીનતા માટે વલખાં મારતા આ જમાનામાં આપણા આ નવતર કવિએ બધી આળપપાળ છોડીને કાવ્યના જીવાતુભૂત તત્ત્વ રસ ઉપર જ આંખ ઠેરવી છે. કાલે નવે રસથી નીગળતી કૃતિઓ ગૂજરાતીને મળવાની હશે તો તે કવિઓની કેવળ રસનિષ્ઠાથી જ મળવા સંભવ છે. ભાઈ મીનુએ સૌ નવીન કાવ્ય-બિરાદરો સમક્ષ પોતાના આ લઘુપ્રયાસની દિશાથી કવિતાના ઉચ્ચોચ્ચ આદર્શ ઉપર ભાર મૂક્યો છે, એ તેમને પોતાને માટે, તેમજ એ ક્ષેત્રના સર્વ કોઈ માટે, શુભ શકુન છે. આચાર્ય મમ્મટની જેમ આપણો પણ શ્રધ્ધોદ્‌ગાર હો કે 'નવેરસથી રુચિર એવી સૃષ્ટિનું નિર્માણ કરતી કવિની વાણીનો જય છે, જય છે!'–

**नवरसरुचिरां निर्मितिमादधती भारती कवेर्जयति।**

અમદાવાદ,
૧૮–૧૦–૧૯૪૩.

ઉમાશંકર જોષી

# અંગુલિનિર્દેશ

ઈશુની વીસમી સદીનો ત્રીજો અને ચોથો દાહેકો ગુજરાતી કવિતા સાહિત્યના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. પૂ. ગાંધીજીના અહિંસક ઝંઝાવાતે અનેક કવિઓના ઋજુ હૈયામાં વલોપાત મચાવી દીધો અને ગુજરાતી કાવ્ય-કેડીએ તો જાણે નવીજ દિશા તરફ વળાંક લીધો. એ બીજા અને ત્રીજા દાહેકામાં આપણે કવિતાના અનેકવિધ ગ્રંથો મેળવ્યા.

કવિતામાં જીવન-રસને ટકાવવાનું અદ્ભુત સામર્થ્ય સમાયલું છે એની પ્રતીતિ રા. રામનારાયણ પાઠકના, "જે વસ્તુમાં જેટલું જીવનરહસ્ય તેટલો રસ" એ શબ્દોથી મળી રહે છે. માનવ સર્જન સાથે તુર્તજ કવિતા પણ જન્મેલી છે. રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના શબ્દોનો ઉપયોગ કરીને કહીએ તો, "જો કવિતા ના હોત, બીજું બધું હોત અને માનવજીવનના અનન્ત રાસ વચ્ચે એ કવિતાદીપાવલિ ના હોત તો એ જીવન સ્મશાનથી પણ અકારૂં હોત." કવિતાએ તો લોક હૈયા સુધી પહોંચવાનું છે; પછી ભલે તે નવી કવિતા હો યા જૂની. નવી કવિતાએ કંઇક અંશે જેમ અરાજકતા પ્રસારી છે તેમ આપણને એજ નવી કવિતાએ નૂતન દૃષ્ટિ અને નવી વિચારસરણીનાં વહેણુ તરફ ઉડ્ડયન કરાવ્યું છે. નવી કવિતાને વારંવાર નિંદવાથી અને જૂની કવિતાની સતત દુંદુભિ બજાવવાથીજ કાંઈ ગુજરાતી કવિતા સાહિત્ય ઉજ્જવળ બનવાનું નથી. જમાના સાથ પ્રગતિને પંથે પળવું જોઇએ. નવી કવિતામાં માત્ર ખામીઓનાં જ દર્શન કરવામાં આપણી વિચાર-કૂપમંડૂકતાજ દગ્ગોચર થાય છે.

સંસ્કૃત સાહિત્યમાં રસના મુખ્યત્વે નવ પ્રકાર જોઈ શકાય છે, તો એ નવમાંથી છ રસને મધ્યસ્થ રાખવાનો આ પ્રકાશન પાછળ હેતુ છે. 'તમે આટલું ઓછુંજ લઇને કેમ બહાર આવવાનુ

પસંદ કર્યું ?' મિત્રોના એ સવાલનો જવાબ પણ આમાંજ આવી ગયેલો ધારૂં છું. પુસ્તકના નામકરણ અંગે આવશ્યક એવી સ્પષ્ટતા રા. ઉમાશંકર જોષીએ 'પ્રવેશક' દ્વારાજ કરી લીધી છે.

જૂની કવિતાની પ્રાસ ચીવટાઈ અને ભાષા સરલતા સાથ નવી કવિતાના વિષય વૈવિધ્ય અને રચનાવિધિના પ્રવાહને પણ વહેતો રાખવાની બની શકતી કાળજી આ પ્રકાશન અંગે લીધી છે, બાકી મારાં કાવ્યો કેવાં છે તે જણાવવાનો ગુજરાતના વિવેચકોનો અધિકાર હું છીનવી લેવા ચાહતો નથી.

અનેક મિત્રો અને મુરબ્બીઓએ સતત ઉદ્દીપન આપી આ અદના લેખકને ગુર્જર સાહિત્યની વિશાળ કેડી તરફ આંગળી ચીંધી છે. મુ. દી. બ. કૃષ્ણલાલ ઝવેરી અને શ્રી. જ્યોતીન્દ્ર દવેએ તલસ્પર્શિ અભિપ્રાયો લખી મોકલ્યા છે તે માટે એ બંનેનો ઋણી છું, જ્યારે પ્રકાશન પહેલાં આ સંગ્રહની તમામ કૃતિઓ જોઈ જવા માટે રા. 'કોલક'નો હું ખાસ આભારી છું. સફાઈદાર મુદ્રણ અંગે 'શશાંક પ્રેસ'વાળા શ્રી. નર્મદ વૈદ્યનો પણ હું આભારી છું. વિશ્વયુધ્ધના કપરા કાળે કાગળની અસહ્ય મુશિબતોમાંથી માર્ગ કાઢનાર એમ. એ. દેસાઇની કં.વાળા શ્રી. મોઘાભાઈ દેસાઇનો પણ હું આભારી છું.

છેલ્લો પણ વિશેષ જરૂરી આભાર તો મારે ભાઈ ઉમાશંકર જોષીનો માનવાનો છે. મારા જેવા એક કિંચિત્ કવિતાકારને એકજ બોલે અને વિના વિલંબે અભ્યાસપુર્ણ 'પ્રવેશક'થી નવાજવા કાજે ગુજરાતના એ પ્રતિભાશાળી યુવાન કવિના આભાર માટે જરૂરી શબ્દોના અભાવે મારે માટે મૌનજ શું ઉચિત નથી ?

કારતક સુદ ૧૧,
દેવ દિવાળી.
૮ : ૧૧ : '૪૩
મુંબઇ.

**મીનુ બરજોરજી દેસાઇ**

# પડઘાર



મીનુ દેસાઈ

'આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે'

# અતિથિ

એક અવાચક રાતને આરે આવી ઉભો મુજ બાર!
કહે કે ખોલ પૂજારી બાર!

મોઘેરી રસથાળ ભરી હું લાવ્યો છું તું જાગ!
અરે તું જાગ, પૂજારી જાગ!

જીવનની ભરી સંજીવની હું લાવ્યો છું રે તું માગ!
હવે ખોઇશ ના એ લાગ!

ધ્રૂજતે હાથે બાર ઉઘાડી કર્યો મેં ત્યાં સત્કાર!
થયું કે લઈ લઉં રસધાર!

ડરતાં ડરતાં આગળ જઈ કર લંબાવ્યા દસ વાર!
પછી કહે ખોલ તું અંતર દ્વાર!

મૂઢ જેવો હું મૂક બનીને જોઈ રહ્યો પળ વાર!
કહે મને કોની તું જુએ વાર?

પાગલ માફક જોઈ અહીંતહીં કોશિષ કરી શત વાર!
ખુલ્યું અંતર ના એક વાર!

ચાલ હું જાઉં ફરી ન આવું તારે મંદિર દ્વાર!
વસે છે અંતર માયા ભાર!
રે! રે! છોડી ગયો મમ દ્વાર!

## સજળ નયને—

“મને જોઇ શાને સકળ જગના લોક હસતા ?
ભલે લોકો નિંદે નહીં અસર કૈં લેશ કરતાં
નિજાનંદે રે’તાં નહીંજ પરવા લેશ કરશું
સ્વભોગી સેવાની બિનકદરતાથી ન ડરશું

નહીં વિશ્વે કો’નાં અસદ્ ઋણનો ભાર સહશું
ન ક્યારે યે કોઈ વિમૂઢ જનને પાય પડશું
ભલેને ના કોઈ અમ દિલ તણી બૂજ કરતું
ભલેને ધિક્કારે જગત, દૃઢ પંથે વિચરશું

અમે સ્નેહે સ્હેશું કવિગણતણાં ઋણ જીવને
અને કાવ્યાનંદે રમણ કરવા હોંશ હૃદયે
રચે કીર્તિ–કાયા કવિવર રહેવા અમર જે
ચહું એ યાત્રાએ સફર કરવા તાત ! બળ દે”

ગધેડો બિચારો સજળ નયને આમ વદતો
દુભાવા ના ઉરે ફરીફરીથી આજીજી કરતો

# યુગપ્રવર્તક તપસ્વીને!

વન્દન વીર! વન્દન વીર!

સાહિત્યને ખોળે ધરી નિજ શિર શહીદ ગણાયો ગૂર્જર ભોમ
કાયાના કટકા થાતાં યે ઘૂમ્યો વીર બાંધી નિજ લોમ
પામ્યો બિરુદ વીરનું ભોમ!

'અમ ગરવી ગુજરાત તણો હો જય જય' સૂર અણુનમ
પ્રેમ અને શૌર્ય શૂર બળથી 'જોસ્સો' દીધો હરદમ
જડે ના જોડ જગે તુજ સમ!

યુગયુગનો તું પાવક સાચો આવ્યો ગૂર્જર દ્વાર
ગુર્જરીની હીન સ્થિતિ ભાળી હનિશ તું ગમખ્વાર
મથ્યો કરવા પુનરૂધ્ધાર!

કલમ લઇ છાતી શી ચાંપી જીવ્યો જીવન વીર
સરસ્વતીને જીવન દેનાર તુજ સરખો ના કોઇ ધીર
પળપળ તત્પર દેવા શિર!

'નર્મદ' ને દિગ્ઘોષ થતામાં સારે પથ્થર આંસુ
સાહિત્યના ભેખ કાજે જગમાં જીવન જીવ્યો સાચું
કીકી પાને વીરતા વાચું!

સાહિત્યની સુધાને તેં તો દીધું ચેતન અમાપ
સ્વતંત્રતાના સૂર પરોવી નિત્ય જપ્યો તું જાપ
ખમ્યા સાચે ત્રિવિધ તાપ!

વાગીશ્વરીના પરમપૂજારી ! યાદથી આંસુ વહેશે ૨૦
નર્મદ તારૂં નામ ચિરંતન ઇતિહાસે ચિર રહેશે
જગની જનતા એ તો કહેશે !

# વિવેચકમાં તકરાર

પડી વિવેચકમાં તકરાર
જુઓ આ છે રો ચિતાર:
જામી વિવેચકોની હાર.

બ. ક. ઠાકોર:-વિવેચકોના મુરબ્બીઓમાં એકલ છું હું આજ
સચોટ વિવેચન કરૂં છતાં કહે 'ભોગવે આપખુદ રાજ'
કોઇને ના મુજની કઇ લાજ

રા. વિ. પાઠક:-'પ્રસ્થાન'ના ઊમરા ઉપરથી નવીન ઢબનાં મે
દીધાં વિવેચન તો યે કહે કે 'વાડા–વિવેચક એ'
જુઓને કદર જરી કે છે?

વિ. મ. ભટ્ટ:-તટસ્થતાની ટોચે હું તો પહોંચ્યો છું ગુજરાત
ટીકા કરે છે, 'નાહકનો એ જગવે ઉલ્કાપાત'
મને ન ભાવે ખુશામત વાત.

વિ. ક. વૈદ:-વેધક વિવેચન આપું છું હું તડફડ અને સચોટ
'ઉપરચોંટિયું' કહે કવિઓ 'આડંબર ઓતપ્રોત'
કહો કરવો કેમજ સ્ફોટ?

ન.જ.ત્રિવેદી:-કરૂં વિવેચન હું તો નિત નિજ મંતવ્યો ભરપુર
'પાંડિત્ય'નું આળ મૂકે છે, સંધા તદ્દા જરૂર
જાય વલોવાઇ મુજ ઉર

વિ. ર. ત્રિવેદી:-'વિવેચના'માં બતાવું સઉને ખામી નરમીથી
'સાંકડું એ વિવેચન કરે છે શરમાશરમીથી'
કહો લખું શું ગરમીથી?

ઝ.કા.મેઘાણી:-આકર્ષક શૈલી વિસ્તારી પાડી જુદીજ ભાત
'સાચું વિવેચન ના ના એ તો છાપાં-'વલોકન જાત'
ખરેખર એકદર ગુજરાત!

## આંખની પાંપણ થાજે

લટકી વિભાવરીની કોરે
તારકની રૂપેરી દોરે
ચૂસી લઇ સુધા નિજ જોરે
આંખની પાંપણ થાજે
તું મુજ આંખની પાંપણ થાજે

વાટડી ના નિમિષ તું જોજે
ચાહે નિજ ઉર તેજ બી ખો'જે
ખૂન ભરેલાં આંસુ લોજે
આંખની પાંપણ થાજે
તું મુજ આંખની પાંપણ થાજે

સુરબાળાની સાજક થાજે
પ્રબુદ્ધ પથમાં દોડી જાજે
બસ મારી અભિલાષા કાજે
આંખની પાંપણ થાજે
સખી ! તું આંખની પાંપણ થાજે

## સમસ્યા

કોણ ચિરંતન હાસ્ય કરીને પ્રપુલ્લ રાખે હરનિશ ઉર
કોણ અમારી આશાઓને અમાપ ચેતન પાય મધુર
નેન અનિમિષ રાખી હરપળ કોણ હઠાવે હૈયાં ડર
કોણ અમારાં દીન વદન પર પંપાળે નિજ કોમળ કર.

કોણ અમારાં મુખારવિન્દો સંભાળે શરમિંદાં આજ
કોણ કરે છે વિરાટ કૂચો હર્ષાશ્રુથી નિજ વીર કાજ
સિતાર શો રણકાર ભરેલો કોણ દિયે છે કોમલ સાદ
કોણ અમારાં અશ્રુસાગર ઉલેચવા દોડે પુરપાટ.

કોણ અમારાં દુઃખડાં દેખી વલોવાતથી બાળે ઉર
માઝમ રાતે દીવો ધરીને કોણ કહો આવે સુદૂર
પાંપણને પલકારે કહોને કોણ ચેતાવે જીવન દીપ
ધીમે કદમે આવી ઉરમાં કોણ મૂકે છે મુક્તક છીપ.

કોણ અમારી આંખડલીનાં અંજન બનવા ચ્હાય ચતુર
અભિલાષાના વનવગડાનો માર્ગ બતાવે કોણજ શૂર
કોણ હૃદયના સાગર તટ પર રેલાવે છે સ્નેહલ પૂર
સુપ્ત પડેલી ઉર–બંસીમાં કોણ પૂરે છે ચેતનસૂર ?

## મોરાર લીમ્જી!

મોરાર લીમ્જી!
ગાંડો બિચારો મુજ ગામનો એ
સમાજનો માર સહીસહીને
બની ગયો પાગલ એ બિચારો.

એની હતી જીંદગી ગર્વઘેલી
આજે રહી એ સ્મૃતિએ ભરેલી
કારુણ્યની...............
અન્તરથી ભલો તે
ચિત્તે રહ્યો સ્વસ્થ ન જીંદગીમાં.

ને એક દા'ડો,
એને ય મોટાં બહુ માન ગામમાં
'સાહેબ'નો નોકર એક લાલો
ને મેમસાહેબ ઉરે બિરાજ્યો
સદા થઈ ઉદ્યમમગ્ન વ્હાલો.

તો યે રહ્યું જીવન કંટકોનું—
એ જીંદગીમાં વ્રણ કૈં અરૂઝયા
સહી સહી પાગલ એ બની ગયો.
દીધા ઘણા જખ્મ કરાલ કાળે
હૈયા તણા મૂક બસૂર તાલે.

એણે પીધેલી નિજ જીંદગી સુધા

આનંદમાં મુગ્ધ બની જીવંતો
લાલો બન્યો પાગલ ગામ કેરો.

●

હૈયાસૂનાની કઈ લાત સ્હેતો
ને આશ એની વણપાંગરેલી
રહી ગઈ જીવનમાં સદાર્થે.
નિશાળમાં એ કદિ ના ગયો હતો
છતાં ય ઈંગ્રેજી નિપુણ એ તો.
ને કોઇ જ્યારે
પાસે જઇને
પૂછે, 'ભલા તું ક્યહીં જ્ઞાન પામ્યો ?'
કહેતો બધાને "મૂરખા તમે સૌ !
ઈંગ્રેજી ભાષા થકી ગર્વ લેવો
ઈંગ્રેજી બોલી મનમાં ફુલાવો."

એને પૂરું ના મળતું ય ખાવા
એને રહ્યો ભેદ ન રાત દિનમાં
અંધાર હો વા અજવાળિયું હો:
કિન્તુ ફરંતો બસ ગામમાંહે
રહે સદા ભૂખ તૃષાર્ત્ત કાજે.

રસ્તે પડેલું કદિ વીણી લેતો,
વા કોઈ ગંદા સ્થળમાં પડેલા
રોટી તણા કે ટુકડા વીણીને
ભેગા કરી એ નિજ સાથ લેતો
ને જો પડેલું કદિ કૂતરાનું

ખોટચું ય, એ ના ચૂકતોજ લેવા.

●

રસ્તે જતાં એ પથમાં પડેલા
વીણી જતો પથ્થરને, પછી તે
બાજુ પરે સઘ ફગાવી દેતો.
એ માનતો’તો પથમાં પડેલા
છે પથ્થરો માનવશા જ માનવો.
એના પથે માનવ પથ્થરે ના
જોવો હતો કો’ દિન જીંદગીમાં.
ને કેટલીએ પળ માર્ગમાંહે
થોભી જઈ પથ્થરનેજ કહેતો,
‘તું મૂર્ખ છે માર્ગ મહીં પડેલો’
ને ત્યાં હસી એ પડતો સજોર.
કોઈક વેળા
તૂટેલ અસ્રો પથમાં પડેલો
ઉઠાવતો’તો
સાબુ વિના, પાણી ઘસીઘસીને
ચ્હેરા તણી શુદ્ધ સફાઈ કો સમે
એ લાવતો’તો
ને સાથસાથે કરતો સુહાસ્ય
ઇન્સાનની ખોટી સફાઈ જોઈ
ને એ કદાચિત્
શેરી મહીંના વિજલીક થાંભે
બંને અડાડી કર નિજ જાણે
પ્રસિદ્ધ ડૉ. જૉન્સનને સ્મરાવતો

●

હિ' એક આવ્યો
રડેલ જાણે ધુમ લાલ આંખ લૈ
છાપાં પુરાણાં કરમાં ધરીને
મારી કને આવી રડ્યો ફરીને
'મોરાર લીમ્જી!'
સંબોધિયો મેં,
'સલામ સાહેબ!'
પૂછ્યું ફરીને
"મોરાર લીમ્જી!
શું થાય છે આજ કહે ભલા તું
ઍમેરીનાં વાક્ય સુણી રડે છે?
યા કોઈ વેળા સમરાંગણોનાં
સંહાર સૂણી રડી શું રહેતો?
શું ભોમકા જંજીરમાં જડેલી
જોઈ કદી 'મા!' કહી શું રડંતો?"

●

ના હું ય જાણું રડી કેમ એ રહે
સંભારીને આ જગ શૃંખલાઓ?
એ સર્વની ભીતરને છુપેલી
પાષાણ વૃત્તિ જગનાં જનોની
તે માત્ર એની નજરે તરંતી?

●

ને એક દા'ડો
કે'તો મને એ,
"સાહેબ સૂણો, મુજ સા'બ પેલો

જે પાળનારો મુજને સહાય :
મરી ગયો એ
ને આજ હું સા’બ વિના બજારે—
ફરી રહ્યો છું મુજ સા’બ ઢૂંઢવા

ત્યારે કહે આ જન સૌ મને અરે
ચીઢાવતા ‘પાગલ’ શબ્દ ઉચ્ચરી.
હું ના નથી પાગલ જીંદગીમાં—
હું તો રડું છું મુજ સા’બને સદા

ડાહ્યો હતો ને હજી યે રહ્યો છું
ડાહ્યો જ મારી ટૂંકી જીંદગીમાં.

કિન્તુ હવે ના
સાહેબ મારો
જોવા રહ્યો આ મુજ જીંદગીમાં.”

●

ને ત્યાં પડયો એ
તે વાર નીચે

બોલી ઉઠી ‘હે પ્રિય જૉન સા’બ—!’
પુકારતો આમ ફરીફરીને
રડી રહ્યો પંથ મહીં પડીને.

ને આવતા કૈ પથિકો ઉભા રહી
જોઈ રહે 'પાગલ' તે પડેલો

કૈ કૈ લવારા કરતો સુણીને
હસી રહેતા ત્યહીં પંથમાંહે.



મોરાર લીમ્જી!
એ એક છે પાગલ ગામ કેરો:

રડી રહ્યો કૈ જનને હસાવી
કિન્તુ અરે માનવની બજારે
શાં મૂલ્ય આક્રંદ તણાં એ રહ્યાં?
ના મૂલ્યકર્તા નિજ સા'બ જ્યાં રહ્યો?

# માહિતી

| કાવ્ય | રચ્યા તારીખ | પ્રસિદ્ધિવાહન |
|---|---|---|
| ૨૫. ભાઈને | ૨૧—૮—૪૧ | સ્ત્રીબોધ |
| અતિથિ | ૧૪—૮—૪૨ | અપ્રગટ |
| સજળ નયને– | ૧૩–૧૧—૩૯ | પ્રજાબંધુ દીપોત્સવી અંક ૧૯૯૭ |
| યુગપ્રવર્તક તપસ્વીને ! | ૨૧—૫—૪૧ | અપ્રગટ |
| વિવેચકમાં તકરાર | ૧૨—૧—૪૧ | ગુજરાતી |
| આંખની પાંપણ થાજે | ૧૭—૬—૪૨ | કવિતા |
| સમસ્યા | ૨૮—૩—૪૧ | યુવક |
| મોરાર લીમ્જી ! | ૨૪–૧૦—૪૨ | અપ્રગટ |

# જ્યોતીન્દ્ર દવેનું મંતવ્ય.

શ્રી. ખબરદાર પછીની પેઢીના શિષ્ટ ને સંસ્કારી ગુજરાતી ભાષામાં કવિતા લખનારા પારસી તરુણ લેખકોમાં શ્રી. જહાંગીર દેસાઇ તથા શ્રી. મીનુ દેસાઇનાં નામ આગળ પડતાં છે.

હાસ્ય, શૃંગાર, કરુણ, કટાક્ષ ઇત્યાદિ ભિન્ન ભિન્ન રસોનો આસ્વાદ શ્રી. મીનુ દેસાઇ એમના 'પડઘાર'દ્વારા કરાવે છે. બહુ જ થોડાં કાવ્યો એમણે આ સંગ્રહમાં રજૂ કર્યાં છે—પણ એટલાં કાવ્યોમાં પણ એમણે વૈવિધ્ય સારા પ્રમાણમાં સાધ્યું છે. ચોવીસ વર્ષો વીતાવ્યા પહેલાંજ સ્નેહીને રડાવીને ચાલી જનારા ભાઇને એ નિવાપાંજલિ આપે છે, ને 'સજળ નયને' એવા શીર્ષક હેઠળ કરુણ રસનું કાવ્ય હશે એવો આભાસ ઉત્પન્ન કરી 'કાવ્યાનંદે રમણ કરવા હોંશ હૃદયે' ધરનારા બિચારા ગધેડાને પણ 'સૉનેટ'ના નાયકને પદે સ્થાપે છે. 'સૉનેટ'માં છેલ્લી છ કે બે લીટીમાં વિચાર પલટો લે છે, તેમ આમાંની છેલ્લી બે લીટીમાં આખું કાવ્ય ને તેનો રસ પણ પલટો લે છે. એકદર દુનિયાથી અકળાએલા કોઇ કવિની ઉક્તિ હોય એવો ભાસ પ્રથમની બાર પંક્તિ ઉત્પન્ન કરે છે અને પછીની બે લીટીમાં સત્ય જ્ઞાન થાય છે કે આ તો કોઇ બિચારો ગધેડો 'સજળ નયને' વિલાપ કરી રહ્યો છે. કવિઓની આવી મજાક એમણે અહીં કરી છે તો બીજાં કાવ્યમાં વિવેચકો તરફ નજર દોડાવી છે. શ્રી. દાદી તારાપોરવાળાના પ્રસિદ્ધ કાવ્ય 'પશુમાં પડી એક તકરાર' પરથી એમણે 'વિવેચકમાં તકરાર' ઉત્પન્ન કરી છે અને આગળ કવિ ને ગધેડાને એક સ્થળે આણ્યા છે તો અહીં વિવેચકની વાતમાં સૂચનદ્વારા પશુઓનું સ્મરણ કરાવ્યું છે. પણ આ કટાક્ષ કોઇને—જેને લાગે તેને પે—ખૂંચે એવો નથી એમ કહેવું જોઇએ. નર્મદને અંજલિ આપતાં એમણે એને 'વાગીશ્વરીના પરમ પૂજારી'નું બિરુદ આપ્યું છે તે બહુ ઉચિત છે. પાગલ 'મારાર લીમજી'નું કાવ્ય એની ભાષા તથા છંદોરચના જોતાં આપણા નવીનતર કવિઓનું સ્મરણ કરાવે છે. જનને હસાવી રડી રહેલા એ બિચારાનાં 'માનવની બજારે, શાં મૂલ્ય આક્રંદ તણાં એ રહ્યાં (? રહ્યાં એ), ના મૂલ્યકર્તા નિજ સાંબ જ્યાં રહ્યો?' એવો સૂચક પ્રશ્ન પૂછી કવિ કાવ્ય પૂરું કરે છે. ગેય રચના ઉપરાંત શ્રી. દેસાઇએ શિખરિણી તથા ઉપજાતિનો ઉપયોગ પણ કર્યો છે તે પરથી સંસ્કૃત છંદો પર પણ એમને સારો કાબુ હોય એમ જણાઇ આવે છે.

એમની ભાષા બહુધા શિષ્ટ ને સરળ છે, પરંતુ જેટલા પ્રમાણમાં એમણે સરળતા ને શિષ્ટતા સિદ્ધ કરી છે તેટલા પ્રમાણમાં માધુર્ય સિદ્ધ કર્યું હોય એમ લાગતું નથી. શબ્દોની પસંદગી મોટે ભાગે ખામી વિનાની કહી શકાય એવી છે. પણ 'અતિથિ' એ કાવ્યમાં 'દસ વાર,' 'પળ વાર,' 'જુએ વાર,' 'શત વાર,' 'એક વાર' એમ વારંવાર આવતો 'વાર' કાનને ખૂંચે છે 'યુગપ્રવર્તક તપસ્વીને' નામના કાવ્યમાં 'ઘૂમ્યો વીર બાંધી નિજ લોમ' એવો પ્રયોગ કર્યો છે પણ 'લોમ' બાંધીને 'ઘૂમવું' એ પ્રયોગ અપરિચિત છે. 'કમર બાંધીને' કહી શકાય. ઉપરાંત એજ કાવ્યમાં 'સાહિત્યની સુધાને તેં તો દીધું ચેતન અમાપ' એમ આવે છે તે પણ કંઇક વિચિત્ર લાગે છે. સુધા બીજાને ચેતન આપે છે—સુધાને ચેતન આપવું એટલે શું તે સમજાતું નથી. પણ આવી ભૂલો તો માત્ર થોડીજ અને તે પણ સહેજ પ્રયત્ને નિવારી શકાય એવી નજીવી છે. શ્રી. મીનુ દેસાઇને કવિદૃષ્ટિ મળી છે. એ દૃષ્ટિએ સંસારનું અવલોકન કરી પોતાની સૃષ્ટિ એ સરજાવે છે. પરંતુ એમની દૃષ્ટિ જેટલી સૃષ્ટિ હજુ સમૃદ્ધ થઇ નથી. એમની કલ્પનાની પાંખ નવી ફૂટેલી દેખાય છે. ભાવમાં જેટલું વૈવિધ્ય એમણે દાખવ્યું છે, તેટલું ઊંડાણ દાખવવાનું બાકી છે, પરંતુ એમણે પગલાં સાચે માર્ગે માંડયાં છે ને અનુભવ, અવલોકન ને અભ્યાસ વધતાં એઓ સુંદર કલાકૃતિ સમાં કાવ્યો આલેખશે એવી આશા એમનો આ પ્રથમ સંગ્રહ સહજ પ્રેરે છે.

—જ્યોતીન્દ્ર હ. દવે.